૪૯૫૮

# શ્રી પાલણપુર

## પાર્શ્વજીન મંડળી ગાયન સંગ્રહ.

રચનાર.

મુનિરાજ શ્રી. શ્રી. શ્રી. ગુમાન મુનિજી

મહારાજના પસાયથી.

શાહ ત્રીભોવન રતનચંદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

પાલણપુર જૈનશાળા.

આવૃતિ પહેલી. પ્રત ૪૦૦

અમદાવાદ મધ્યે,

કંદોઇની વાડીના મેડા ઉપર શા. કેશવલાલ ગુલાબચંદે

પોતાના ધી ચંદ્રપ્રકાશ પ્રીન્ટિંગ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૫૫. સને ૧૮૯૯.

કીંમત ૦—૪—૦.

૭૧૫૫૭

# શ્રી પાલણપુર

## પાર્શ્વજીન મંડળી
## ગાયન સંગ્રહ.

રચનાર.

મુનિરાજ શ્રી. શ્રી. શ્રી. ગુમાન મુનિજી

મહારાજના પસાયથી.

શાહ ત્રીભોવન રતનચંદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

પાલણપુર જૈનશાળા.

આવૃતિ પહેલી. પ્રત ૪૦૦

અમદાવાદ મધ્યે,

કંદોઇની વાડીના મેડા ઉપર શા. કેશવલાલ ગુલાબચંદે
પોતાના **ધી ચંદ્રપ્રકાશ** પ્રીન્ટિંગ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૫૫. સને ૧૮૯૯.

કીંમત ૦—૪—૦.

# અર્પણ પત્રીકા.

દોસી મગનભાઈ કકલચંદ

મુ. પાલણપુર.

વિશેષ આપ સાહેબે આ પુસ્તક બનાવવામાં મોટી ઉદારતા બતાવી છે, અને પાર્શ્વ મંડળી તેમજ બીજા જૈન શાળાના બાળ ભાઈઓની ધાર્મીક સ્થિતિ સુધારવાને, અને જૈનશાસનની ઉન્નતિ માટે આપ તન, મન, અને ધન વડે યોગ્ય મદદ આપોછો એટલુંજ નહિ પણ શીસુ વયના બાળકોને ધાર્મિક શીક્ષણ આપવા હર વખતે આપ જૈનશાળા તરફથી પૈસાની યોગ્ય મદદ આપોછો ઇત્યાદિ કારણોને લીધે મારી અલ્પ બુદ્ધિથી બનાવેલું આ લઘું પુસ્તક આપને અર્પણ કરી અત્યાનંદ માનુછું તે સ્વીકારી સેવકને કૃતાર્થ કરશો એવી આશા છે.

લી. આપનો તાબેદાર

શાહ. તરભોવન રતનચંદ.

# પ્રસ્તાવના

મારા પ્યારા જૈન બંધુઓ આ પુસ્તકમાં મિથ્થાત્વિના કરેલા પ્રશ્નો તથા તેના આપેલા જૈનીના ઉત્તર અને ચોવિશ જીનવરનાં સ્તવનો તદ્દન જાણિતા નાટકના રાગમાં બનાવેલાં છે કારણ કે હાલમાં સર્વે જૈન ભાઇને તે રાગો પસંદ પડે છે, માટે નાટકો ગાય તેના કરતાં તેજ રાગોમાં ભગવાનની સ્તુતિ કરેતો કાર્ય થઇ જાય તેવું જાણીનેજ તેજ રાગોમાં બનાવેલાં છે. તેના પછી મુનિરાજ શ્રી. શ્રી. શ્રી ગુમાનવિજ્યજીકૃત મલ્લીજીન સ્તવન અને મુનિરાજ શ્રી. શ્રી. શ્રી. હંસવિજયજીકૃત શ્રી નેમીજીન વિનંતી તથા શ્રી સમોવસરણજીનું સ્તવન દાખલ કરેલું છે અને છેવટના ભાગમાં સર્વે જૈન ભાઇઓને "દેશ ઉન્નતિ" વિશે થોડુંક ભાષણ આપવામાં આવ્યું છે.

આ પુસ્તક બનાવવામાં મુનીરાજ શ્રી. શ્રી. શ્રી. ગુમાનવિજ્યજી મહારાજે સારી મદદ આપી છે માટે હું તેમનો ઘણોજ ઉપકાર માનુછું.

આ પુસ્તકના હેન્ડબીલો ભરાવામાં શાહ મંગળજી તળસી તથા પીતાંબર દલછા તથા ઇશ્વર ધરમચંદ તથા ગીરધરલાલ ધરમચંદ તથા ભાષણ બનાવવામાં મોડભાઈ કાનજીએ સારી મદદ આપી છે માટે તેમનો હું ઉપકાર માનુ છું.

આ ચોપડી છપાવવામાં શેખ રસુલમીઆંએ અમને પુરતી મદદ આપી છે.

મને ખાત્રી છે કે આ પુસ્તકમાં મારાથી ઘણીજ ભુલો થઇ હશે પણ આપને એટલુંજ જણાવું છું કે આપ તે ભુલો સુધારીને વાંચશો અને તે થએલ ભુલોના માટે સેવકને માફી આપશો.

લી.

શા. ત્રીભોવન રતનચંદ

શ્રી જૈન ધર્મોજયતિ.

# द्रुतविलंबितवृत

भविककल्पितदानसुरद्रुमः ।
जयतुपार्श्वविभुर्जितमन्मथः ॥
नमुचिसूदनवंद्यउदारवाक् ॥
दलितमोहतमाःपरमेश्वरः ॥

## દુહા.

साચી વાત વદું છું હું पाમો અતિ ઉર પ્યાર
त्रीભુવન નાયકનું તમે लહો અચળ આધાર
भोગવવા મુક્તિ ચહો नમો પ્રભુ આ ઠામ
वળી સ્તુતિ કરો જીનની पुરણ થાશે કામ
nહાઈ ધોઇ સેવા કરો रહો સદા સુખપુર
रટણ કરો દિલમાં તમે पाમો જીમ શીવપુર
तરશો ભવસાગર થકી सત્ય કહું છું આજ
nમન કરો ભાવે સહી मંગળ કરે મહારાજ

ચંદન કેશર લઈ કરો ડમરે પુજા આવાર

દર્શનથી સુખ પામીએ લીંઠ ત્રીભોવન સાર

## જીનેંદ્ર સ્તુતિ.

નિસિહિ નિસિહિ કહી વંદન કરૂં આપને
ક્ષમાશ્રમણ દઇ પ્રભુ સંહારૂં મારાં પાપને
આજે ઉમંગી દીન જાણું મળી સ્વામી મુજને
પાલણપુર પાર્શ્વ મંડળી નમન કરે છે તુજને

## શ્રી શાંતિજીન સ્તવન.

સાહેબા મારા શાંતિનાથ અરજ કરીએ અમે

ત્રીલોકના નાથ પ્રભુ હૃદયમાં ધારો તમે

ભોગવવા મુક્તિ તણું ધામ કૃપા દૃષ્ટિ કરો

વળગી રહ્યા છે સેવકો આજ કષ્ટો અમારાં હરો

નમી વંદી વારંવાર સેવક વિનવે આપને

પાર્શ્વ મંડળી તારો નાથ દુર કરો પાપને

પ્રશ્ન ( જુઓ જુઓ વિપ્રે ભીડી હામ એ રાહ )

શાણા મિત્ર કહે તું આજ શા માટે મને આંહી લાવ્યોરે

હજુ કરવાનું છે મારે ઘણું કાજ. ” ”

ત્રીલોકના નાથ મારા શીવ, નવાઈ જેવું આતો લાગેરે
ભોગવે છે વિવિધ જાત દીવ. " "
વળી આતે મુર્તી કોની છે. ચિત્ત સુણાવો જલદી પ્યારા મારારે
નવું નવું લાગે છે આ. ચિત્ત " "

ઉત્તર (રાગ ઉપરનો)

રહેવા રહેવાદેને તારૂં કાજ, આ મુખ જોયે દુખ જાયરે
તને કહેતાં નથી આવતી લાજ. " "
નહિ પુજવા લાયક તારા શીવ, ખચીત કહું તુને આજેરે
ચંદ્ર રાકાના જેવું આ મુખધિવ. " "
દશ દીશાના જાણુ છે આ દેવ, માની લેતું તો ઉર વિશેરે
મુક્તિ ભજવાથી આપીદે તતખેવ, " "
કામ તારૂ સરી જસે આમ, તૈયાર હવે થઇ જાનેરે
મળે સહેલાઇથી મોક્ષ તણું ધામ. " "

વળાપો ( દશા આશી એરાહ )

પામ્યો ખાત્રી પ્રભુ તારી ભુલ મોટીથઇ મારી

સાખી

લઇએ શરણુ આ જીન તણું, પાતિક દુર પલાય
નહિ ઓળખ્યા આ જીનને, શીવની લાગી હાય
પુજાયોગ શીવ નહિ લાગે સ્તુતિ કરૂ હું આ જીન આગે
રક્ષા કરે આ પ્રભુ મારી. ભુલ મોટી થઈ મારી

# શ્રી પાર્શ્વજીન સ્તવન

રાગ ધનાશ્રી

પાર્શ્વનાથ ભગવાન પ્રભુજી પ્યારા પાર્શ્વનાથ ભગવાન

લઈ શરણ તમારૂં પ્યારા, આવ્યોછું આપને સ્થાન. પ્રભુજી
નહિ હવે હું જવાનો ઈશ, એકજ આપનું ધ્યાન. પ્રભુજી
પુરણ ઈચ્છા આપજ કરશો, દેશો મુકિત તણું ધામ. પ્રભુજી
રહેમ નજર કરી વિનતી સુણજો, ધરશો આપના કાન પ્રભુજી
પાલણપુર પાર્શ્વ મંડળી વિનવે, હર્ષિતથઈ સૌ સાથ. પ્રભુજી

## સ્તુતિ ( શ્રી સંખેશ્વરા એ રાહ)

પ્રભુજીનેંદ્ર રાય કૃપા તમે કરો
સેવકો વંદન કરે તેનાં દુઃખ તમે હરો
નિસિહિ કહી વંદન કરીએ આપને આ વાર
ક્ષમા શ્રમણ દઈએ પ્રભુ આપ નિરાકાર. પ્રભુ
મોક્ષે પોહોત્યા આપ જીતીને કર્મ વેરીનેઠાર
પાર ઉતારો નાથ હમારા સેવકો આવાર. પ્રભુ
આજે હર્ષ થયો ઘણો તુમદેખી અવિચળ ધામ
પાર્શ્વ મંડળી નમન કરેછે પુરણ કરજો કામ. પ્રભુ

## પ્રસ્ન ( રાજા હું મે કોમકા એ રાહ. )

શાથીરે તું સત્વર થઈને કહું માનોની આજ
દળવે રહીને જવાબ આપો લાવ્યો મને શું કાજ
ત્રીશુળ ધારી માતા હમારી શીવ મોટા મહારાજ
ભોગવે સુખ કૈલાસમાં છે જેનું અવિચળ રાજ
વળી સુણાવો તત્પર થઈને મારા પ્યારા મીત્ર
નહી ઓળખી આ મુર્તિને દિશો છે ગંભીર ચીત્ર

## ઉત્તર ( રાગ ધીરજનો. )

શાંત થાઓ ( ૨ ) પ્યારા મુજ બંધુ તમે. કહીએ
સઘળુ અમે. શાંત થાઓ

કહે છે તું તારા શીવને મોટા એતો તારા વિચારજ ખોટા
કાઢી (૨) નાખો દિલમાંથી તમે કહીએ સઘળુ અમે. શાંત.
નહિ તર્યા તે બીજાને શું તારે ખચિત થયું છે દિલમાં મારે
દુર (૨) કરો સંસય તમે કહીએ સઘળું અમે. શાંત
ત્રીશુળ ધારી માતા તમારી, મહારૌદ્રી અભક્ષ કરનારી
કેમ (૨) પુજન કરો એહનું તમે, કહીએ સઘળું અમે. શાંત
આછે પ્રભુજી મોક્ષ દેનારા, કષ્ટ આપણાં સર્વે ચુરો કરનારા
કરો (૨) સ્તુતી આ જીનની તમે, કહીએ સઘળું અમે. શાંત

## શ્રી પાર્સ્વનાથ સ્તવન ( રાગ ભરથરીનો )

રક્ષા કરોરે પાર્શ્વનાથજી, આવ્યો શરણે હું આજજી;
તમને વારી વારી શું કહું, સર્વે જાણો શીરતાજજી. ૨. ૧
નહી ઓળખ્યો જૈન ધર્મને, ભમીઓ કાળ અનંતજી;
ચંદ્ર શોભે જીમ તારામાં, તિમ છો આપ ભગવંતજી. ૨. ૨
દમિયા અનંતા જીવમેં, કરીઆં ઘણાંએક પાપજી;
મુરખ થઇ બેશી રહ્યો, નહિ સંભાર્યા આપજી. ૨. ૩
કામ લોભને વશ થયો, કરવા સંસાર કામજી;
મચીરે રહ્યો પ્રભુ હુ એમાં, ભુલી ગયો તુજ નામજી. ૨. ૪
પાર્શ્વનાથ પ્રભુ સાહેબા, અશ્વસેન તુજ તાતજી;
લઇએ શરણુ તારૂં પ્રભુ, જાયા વંમાદે માતજી. ૨. ૫
નમી નમી તુજ વિનવું, દયા લાવો અરિહંતજી;
પુરણ ઇચ્છા મારી કરો પાયે લાગુ ભગવંતજી. ૨. ૬
રક્ષા કરોરે વિભુ સાહેબા, વાંક અપાર છે નાથજી;
પાલણપુર પાર્શ્વ મંડળી, વિનવું હું સૌ સાથજી. ૨. ૭

## શ્રી શાંતિજીન સ્તવન ( રાગ મિશ્ર )

નમુંવાર હજારી હો પ્રભુ તારી સુણોને શાંતિનાથ

આવ્યો ઊલટ ધારી આશા છે ભારી સુણોને શાંતિનાથ
ભવસાગર ભુલ્યો પડયોરે. ભૃષ્ટ થઈ મારી મતી
અનંતકાળ આથડો હું શી થશે મારી ગતી. નમું
તે કારણ આપ વિનવું. સુણ સ્વામી રતિ
તારો પ્રભુ મુજને પીડાઉંછું અતિ: નમુ
વિશ્વસેનના પુત્ર હો પ્રભુ અચિરાના નંદન
પાલણપુર પાર્શ્વ મંડળીનું સ્વિકારો આપ વંદન. નમું

# અથ શ્રી ચોવિશ જિનોનાં સ્તવન.

## ૧ શ્રી રીખવદેવ જીન સ્તવન ( નમું પદે એ રાહ )

નમું છું નાથ રિખવ પતીને
પ્રેમે આવ્યો દર્શન કરવા. સંકટ દુરે હરવા.
દયાધારી. નિરાકારી. આપો સુમતીને. નમું
અવર દેવને ધાર. વામા લીશુળસર સાર
એ તુજને નહિ નિરધાર. ઉપસમ રૂપ અસિધાર
થાય હર્ષ અપાર મને ઉતારો ભવપાર
પાલણપુરની પાર્શ્વ મંડળી વિનવે છે મુજસંગે. દયા.

## ૨ શ્રી અજીતજીન સ્તવન.

### ( પર સ્ત્રિમાં કાંઈ સાર નથી એ રાહ. )

અજીત જીન સ્વામી તમે તારો (૨)
મને ભવો દધિ પાર ઉતારો. (૨)
વિનવે છે દાસ તમારો. તમે તારો. અજીતજીન
મેં ઘણાં કર્યા કુકર્મ. નહિ સમજયો ધર્મનો મર્મ
કહું છું મારાનાથ. તમે તારો. અજીતજીન

તમે અચલ તણા દાતાર. પર દુઃખ સુરણ કરનાર
આવી ઉગારો સ્યામ. તમે તારો    અજીતજીન.
પુનઃ પુનઃ હું વિનવુંછું નાથ, પાર્શ્વ મંડળીની સાથ.
પાલણપુરની આજ, તમે તારો.    અજીતજીન.

## ૩ શ્રી સંભવજીન સ્તવત. (દશા આ શી થઈ એરાહ.)

સુણોને અર્જ સંભવ મારી, સ્વિકારીલયો ઉરે ધારી.

સાખી.

આવ્યો મંદિર આજ હું, કરવા દરિશણ કાજ
કરજોડીને વિનવું, મેહેર કરો મહારાજ.    સુણોને.

સાખી.

પુરણ આશ આવ્યો ધરી, નેક નજરે નિહાલ
નમુ તુજ અંધ્રી કમલને, દુઃખ સર્વે પ્રજાલ.    સુણોને.

સાખી.

અનાથના નાથ તારૂં પ્રભુ, શરણ ધર્યું છે સ્યામ;
પાલણપુર પાર્શ્વ મંડળી, પુરણ કરજો હામ.  સુણોને.

## ૪ શ્રી અભિનંદનજીન સ્તવન.

( રાગ ગઝલનો )

અભિનંદન સ્વામી મારા વિનવું હું તું આજ
નેહ નજર કરી મને લાજ રાખો આજ.    અભિ
સેવક શરણે લયો તમે શિવ સુખના દાતાર
કેશર ચંદન લઇ પુજા ભાવે કરૂં આવાર.    અભિ
માધ શુકલ બીજ જન્મ તેજ ચંદ્રનો ઉદાર
સંવર પાતા સિદ્ધાર્થી જાયા, અર્જ મુજ સ્વિકાર. અભિ

હર્ષ થકી હું વિનવું આજે પાર ઉતારો નાથ.
નમું છું પાર્શ્વ મંડળી પાલણપુરની સાથ. અભિ

# ૫ શ્રી સુમતીજીન સ્તવન.

(ચાલોને ચતુર નર એ દેશી.)

સુમતીજીન હું વિનવું છું તુજને કરગરી વારંવારરે સુમતી.
નેક નજર કરી વિનતી સુણવા, દિલમાં થાશો ઉદ્દારરે. સુ.
ગંગન માહે જીમ અંજલીમાં, તિમછો જગત આધારરે સુ.
સુખદા જગના સ્વામી છોઆપ, દરિશણ તુજનું માગુંરે. સુ.
વૃજીતચયવેલી આપ કૃપાથી ક્ષણ માંહે હું ભાગુંરે. સુ.
હર્ષ થકી હું વિનવું છું આજે તુજ પદ પંકજ ભાવેરે સુ
પાલણપુર પાર્શ્વ મંડળી તુજને, વિરત્ત સૌગુણગાવેરે. સુ

# ૬ શ્રી પદમપ્રભુજીન સ્તવન

( સહીયર દુખ શું દાખવું એ રાહ. )

પદ્મ પ્રભુ ઓ માહરા, વિનવું છું હું આજ;
સુબુદ્ધિ આપોને મુજને, જેથી રહે મુજ લાજ. પદ્મ
લક્ષ ચોરાશી યોનીમાં, ભમિયો કાળ અનંત;
પાર ન આવ્યો માહરો, મળિયા આજ અરિહંત. પદ્મ
ભવ જલ તારક આપ છો, ચલા ચલના છો સ્યાસ;
પુન્ય પ્રભાવથી મુજ મળ્યા, પુરણ કરજો હામ. પદ્મ
સમરૂં પદ્મ કમલાં કિત, લઉં હમેશાં નામ;
પાલણપુર પાર્શ્વ મંડળી, કરૂં છું સાથ પ્રણામ. પદ્મ

# ૭ શ્રી સુપાર્શ્વજીન સ્તવન.

( અરર મિત્રરે એ રાહ )

સુપાર્શ્વજીનરે, વંદીએ તને;
ભવાટવી થકી, તારજો મને. ૧
અરર ઓ પ્રભુ, પાપ મેં કર્યાં;
કમ નશીબ હું, નથી હજુ ખર્યાં. ૨
એક ચિતે ધરી, પુજા કરૂં ઉમંગ;
અષ્ટ દ્રવ્યથી, શુદ્ધ કરીને અંગ. ૩
જગત તારનાર, નમું છું વાર હજાર;
પરમ પ્રભુજી, મુજ દુરિત પ્રહાર. ૪
મુક્તિ આપીને, સેવક તારો નાથ;
પાર્શ્વ મંડળી, નમે છે મુજ સાથ. ૫

# ૮ શ્રી ચંદ્રજીન સ્તવન.

(ચાલો ચાલોરે એ રાહ)

આવ્યો આવ્યોરે હાં હાંરે, ચંદ્રજીન તુજ દરિશન કરવાને
સુણો સુણોરે હાં હાંરે સેવક નમે આજ ભવ જલ તરવાને
આવી ઝડપે ભેટું સડપે, કષ્ટ દુર સહુ જાયરે;
તુમ જીણંદની મુદ્રા દેખી, હર્ષ અતિ ઉર થાય;
ભવ જલ તરવાને, આવ્યો આવ્યોરે.
ચંદ્રાંકિતા છો સુખ કંદા, અર્જ સેવક ઉર ધારરે;
પાર ઉતારો દાસ તમારો, મોકલ મોક્ષને દ્વાર.
ભવ જલ તરવાને, આવ્યો આવ્યોરે.
ગુણ મુખ ગાઉં, ભક્તિ ચાહું આજે ધરી ઉમંગરે;

પાલણપુરની પાર્શ્વ મંડળી, વિનવે છે મુજ સંગ.
ભવ જલ તરવાને આવ્યો આવ્યોરે.

# ૯ શ્રી સુવિધીજીન સ્તવન.

(રાગ આશાગોડી.)

લેજો મુજને ઉગારી, સુવિધિજીન લેજો મુજને ઉગારી;
આવ્યો દર્શન કરવા પ્રભુજી, અરજ સુણોને મારી. સુવિ
ચૌગતિ ચોકડીમાં હું ભમિયો, હવે છું શરણે તમારી. સુવિ
મન મારૂં મોહમાં લપટાણું, ગયો છું જન્મારો હારી. સુવિ
મારે તુજને વિનવું છું સ્વામી, ઉરમાં લેજો ધારી. સુવિ
પુષ્પદંત પ્રભુ તુજને વિનવે, પાર્શ્વમંડળી સારી. સુવિ

# ૧૦ શ્રી શીતળજીન સ્તવન

( મહોલે પધારો એ રાહ. )

શીતલ સ્વામી મહારાજ અરજ મારી ઉર ધરોરે
આવીને ઉગારો આજ અરજ મારી ઉર ધરોરે
વિનય થકી તુંજ વંદીએ અહનીશ વારંવાર
કર્મ કલંકને દુર કરી, પ્રભુ પામ્યા શિવ આગાર. અરજ.
દ્રઢરથ કુળે ઉપન્યા, નંદા માત મલાર
વચ્છ લંછન તારો પ્રભુ, અઘવારક સુખ દાતાર. અરજ.
જગત સહુ વંદે તુને તરણિ તુલ્ય આધાર
મુરત પ્યારી તાહરી, વળી શીતળતા કરનાર. અરજ.
લળી લળી પ્રણમું હું પ્રભુ, આપો કુશળ કંદ
પાલણપુર પાર્શ્વ મંડળી, વંદે પદ પંકજ અરવીંદ. અરજ.

## ૧૧ શ્રી શ્રેયાંસજીન સ્તવન (મુજઉપર ગુજરી એ રાહ)

જીનપ્રતિ શ્રેયાંસનાથ અરજ સ્વિકારો
આવ્યો છું શરણે આજ ડુબતો તારો. ૧
પ્રભુ જન્મ મરણ દુઃખ મુજ સ્વામિ વિદ્દારો
કરી સ્મરણ તારૂં હવે નથી હું છોડનારો. ૨
નમી નમી હું કહું મુજ અઘ સમુહ વારો
માફી માગું છું જે આણા ઉથાપી હજારો. ૩
ખરૂં જૈન ધર્મ છે અન્ય નહિ કોઈ સાચું
એવું ઉરમાં લાવી તુજ પવિત્ર સેવામાં રાચું. ૪
વિનવે છે દાસ તમારો અરજ ઉર લેશો
પાલણપુર પાર્શ્વ મંડળી ઘણું સુખ દેશો. ૫

## ૧૨ શ્રી વાસુપુજ્યજીન સ્તવન (ઘનઘટા એ રાહ).

મુજ તારો (૨) વાસુ પુજય સ્વામી ગુણ ગાઉં હું શીરનામી
તુજ મારગ ભુલી ગયો છું, ભવસાગર માંહી ભમું છું
નિકળવા આશ ધરૂં છું, તેથી તુમને વિનવું છું
મને ઉતાર, ભવો થકી પાર કરી નિરધાર.
જગતના સ્વામી ગુણ ગાઉં હું શીરનામી. ૧
છો વસુ પુજયના તન, તુજ જયા માતાને ધન.
ઉપન્યા કુળે ધન ધન્ન, સહુ નમે લાવી પ્રેમ મન.
બધાને સાર એકજ આધાર, ગો ચિન્હાધાર.
મોક્ષના ગામી, ગુણ ગાઉં હું શીર નામી. ૨
પુજા કરીએ મહા રંગે, કેશર ફુલ લઈ તુજ અંગે.
પાર્શ્વ મંડળી ઉમંગે, સૌ એકઠા થઇ મુજ સંગે,
વંદે છે નાથ, જોડીને હાથ, સહુ મળી સાથ
સહાય થા સ્વામી, ગુણ ગાઉં હું શીરનામી. ૩

## ૧૩ શ્રી વિમલજીન સ્તવન.

( અમે સંગે આવીશું રે એ રાહ. )

કરૂં ભક્તિ વિમલનીરે, દેખી મુર્તી દાપ અવસાન (૨)
આવ્યોછું હું તુજ દર્શન કરવા, સુરત ગંભિર ગુણવાન કરૂં.
દર્શન કરવાને ભવજલ તરવા, લેવા શિવફળનુ દાન. કરૂં.
કર્યાં હશે કુકર્મો ભારી, હર્ષ ધરી ભગવાન. કરૂં.
ડગે ડગે હું જુઠું વદયોછું, થઇ અતિષે અજ્ઞાન. કરૂં.
માફી આપી સેવકને તારો, જેથી મળે મોક્ષ સ્થાન કરૂં.
પાલણપુર પાર્શ્વ મંડળી વંદે, મુજ સાથે ધરી માન કરૂં.

## ૧૪ શ્રી અનંતજીન સ્તવન.

રાગ ઓખાહરણનો (પ્રભુ પાર્શ્વનું મુખડું જોવા)

સુણો અનંત નાથ પ્રભુ આજે, દાસ તારાને તારવા કાજે;
હીરે જડેલો મુગટ શોભે; મુખ જોઈ ઇંદ્ર પણ થોભે. ૧
કુંડળ કાને કનકના સાર, કંઠે ઝગ ઝગે મુકતા હાર;
ભાળ તીલક હીરે જડીયું, તેજરવીનું માંહે અડીયું. ૨
પ્રભુ હેમ કડાં કર ધારી; સહુ વંદે છે નર ને નારી,
રાય સીંહસેન તણા તન; સુયસા રાણીના નંદન. ૩
તારો દાસ તમારો જાણી; કરૂં વિનતી જોડી હું પાણી,
પાર્શ્વ મંડળી હર્ષ ધરે છે; મુજ સાથે પ્રણામ કરે છે ૪

## ૧૫ શ્રી ધર્મજીન સ્તવન.

( પીતાજી આ કોપ એ રાહ. )

સુણોને પ્રભુ ધર્મ અર્જ તુમે
વિનય થકી આજે વિનવીએ અમે ૧

પ્રભુ તું છે અગણિત ગુણનો ભર્યો
દયા લાવો સેવક હજુ નહિ તર્યો ૨
ફોગટ ફેરા મારૂં છું દિન રાત
સેવા નહિ તારી એ છે મારીવાત ૩
કાઢો કુટિલતા ને બાંહ્ય ધરી
ચાહું સુખી થાવા તુજ સંગ કરી ૪
સાગરમાંથી ડુબતો બાહર કરો
મોક્ષ આપી આશા પુરી મુજ કરો ૫
પાર્શ્વ મંડળી વંદે મુજ સાથે આજ
પુરણ કરો કામ તુંમે મહારાજ ૬

## ૧૬ શ્રી શાંતિજીન સ્તવન.

### રાગ જંગલો.

શાંતિજીન વિનતિ મારી સુણો તુમે ધણીરે
તુજ મુરતી મોહનગારી સૌકોનાં મન હરનારી. શાંતિ.
સેવક શરણ ધારોરે અર્જ મુજ સ્વિકારોરે
તુજ કંચન સમછે કાયા પ્રણમું હુંતોરે પાયા. શાંતિ
સમોહ્ ધાત પ્રભુ ધારીરે. જોગ નિરોધ કરે સારીરે.
થયા ત્રણ જગતના સ્વામી. ગુણગાઉં હું શિરનામી. શાંતિ
વીશ્વસેન રાયારે અચીરાના જાયારે
પાર્શ્વ મંડળી શિરનામી વંદે છે અવસર પામી. શાંતિ

## ૧૭ શ્રી કુંથુજીન સ્તવન.

### ગજરામારૂની દેશી.

કુંથું જીણંદ મારા સાહિબારે,
હુંતો આથડી કાળ અનંતરે. હું તો

પુન્ય ઉદય મારો આજ થયોરે,
જેથી મળિયા આપ ભગવંતરે. જેથી ૧
ગુણ ગાયે જેના સુર લોકોરે
કાંઈ હર્ષ લાવી ઉર અપારરે. કાંઈ
પ્રભુ વેરી થયા તુસ પ્રમાણરે
તેથી સત્ય નામ થયું વારરે. તેથી ૨
ક્રોધ માન માયા અધિક વેરીરે
સ્વામી જોર જેનું છે અપારરે. સ્વામી
તેનો વિદારણ કર્યો નાથજીરે
જગજીવન જગ આધારરે. જગ ૩
ધ્યાન ધરી તારી ભક્તિ કરૂંરે
દયા લાવી સેવક તારો નાથરે દયા
પાલણપુર પાર્શ્વ મંડળીરે
વંદે પ્રેમ આણી મુજ સાથરે વંદે ૪

## ૧૮ શ્રી. અરનાથજીન સ્તવન.

( આવ્યોરે પ્યારી એ રાહ. )

આવ્યો છું પ્યારા વંદવા જીન અરનાથ
સુણીને તારોરે દુરિત પ્રહારો રે
વિનવું છું બે જોડી હાથ આવ્યોછું
તારક જાણીરે સંમત આણીરે
દોષ નિવારો નાથ આવ્યોછું
વંછિત પુરોરે ભવ ભય ચુરો રે
કરી તારો મારા સ્યામ આવ્યોછું
હર્ષથી વંદરે પાપ ઉલંઘેરે
પાર્શ્વ મંડળી મુજસાથ આવ્યોછું

## ૧૯ શ્રી મલ્લીજીન સ્તવન.

( ગીરધારીરે એ રાહ. )

મલ્લી જીનરે અર્જ સુણોને હમારી, દાસ વિનવે છે આગે તારી
મુને મુકીરે જાશો નહિ આ વારી, કરૂં શરણ તારૂં શર્મકારી
મિથીલા નાગરીના સુખાસીરે, કુંભરાજા કુળે સોહાસીરે;
લહ્યું કેવળ નાણ ઉલ્લાસીરે, પ્રભુ આજેરે સહાય થજોને-
મારી. દાસ

પ્રભુ પ્યારારે ડાઘશો દિલમાં ધારી. તમે સેવક મુકયો વિસારી
દયા લાવીરે અર્જ લીયો સ્વિકારી પછી ભક્ત તારાને લ્યોતારી
ચઉ વિધવા જીત્ર ઉદ્ધારીરે, પ્રભુ સિંહાસન પદધારીરે
દુંદુભિ ધ્વનિ અતિ ભારીરે હું વિનવુરે તુજપદની બલીહારી.
તમે

કરૂં પુજારે અષ્ટ દ્રવ્યથી પ્યારા, આણી પ્યાર અતિ ઉરમારા
ધુપ દીપકરે ધરૂં હું આગેતારા, તુમ સુહંપદ જયકારા
પ્રભુ પ્રભાવતીના જાયારે, તુમ ઉત્તમ કુળે સોહાયારે
જીનમલ્લી જીનંદા કહાયારે, વંદુસંગેરે પાર્શ્વમંડળી પ્યારી.
આણી

## ૨૦ શ્રી મુનિસુવ્રત ભગવાન

(દરમાં તુ દિલ સાથ એ રાહ.)

મુનિ સુવ્રત ભગવાન પ્રભુજી મુનિ સુવ્રત ભગવાન
મને આપો અવિચળ સ્થાન પ્રભુજી મુનિ સુવ્રત ભગવાન
પદ્મા માતાના પ્રભુ છો જાયા, ધર્મ ધુરંધર આપ કહેવાયા
ગુણશિલ પ્રભુ આપમાં આયા, ધન્ય ભાગ્ય મારાં પ્રભુજી પાયા
(મેહેર કરી સેવકને તારો) પ્રભુ માગું ગુણ અવસાન. પ્રભુજી

દુંદુંભિ ધ્વનિ છે બલીહારી, પ્રભુજી સિંહાસન પદ્ઘ ધારી
ડાઘ એવો શો દિલમાં ભારી, દાસ તારાને મુકયો વિસારી
(હું હવે વંદન કરૂંછું તે સ્વિકારો)તુમ દેખી સુરત ગુણવાનપ્રભુ
જે કોઇ આ જીનના ગુણ ગાશે તેનો ભવોભવ પાતિક જાશે
પાર્શ્વ મંડળી વદે ઉલ્હાસે, જેથી સૌકોનાં કષ્ટ હઠાશે;
(આવુ જાણી સેવક ઉપર કૃપા કરો)નહિભુલુ હું તુજ ધ્યાન
પ્રભુજી

## ૨૧ શ્રી. નમીજીન સ્તવન.

### ( કપુર હોય અતિ ઉજળોરે એ દેશી )

નમીનાથ તુજ જીણંદનેરે અર્જ ગુજારૂં છું આજ
બાજુ એ મૂકી ચપલતારે. કર્મરજ દુરને કાજરે
જીનજી સુણજો માહરીવાત. કરજોડી કહુંનાથરે. જીનજી
વિજય રાજા કુળે ઉપન્યારે વિપ્રા રાણીના નંદ
કંચન સમ કાયા પ્રભુજીરે. થાય અતિ આનંદરે. જીનજી
સેવકપર કરૂણા કરીરે ભય ભાગો ભગવાન
અગણિત નરનારી તુનેરે. માગે ભવ અવસાનરે. જીનજી
પાપ અસંખિત મેં કર્યાંરે. તે મુજ નિવારો નાથ
પાલણપુર પાર્શ્વ મંડળીરે. વિનવે મુજ સંગાથરે. જીનજી

## ૨૨ શ્રી નેમીજીન સ્તવન.

### ( મધુર સ્વર એ રાહ. )

નેમજી વારે ચડો મારા નાથ. (૨)
જોડી કહું બે હાથ. નેમજી
જદુ નાથનું હરણ થયું ત્યારે. આપ ગયા તેનીવાર
છોડાવી નિજ ઘરે લાવ્યા પ્રભુ દેવ થકી નિરધાર. નેમજી

ગર્વ થકી જ્યાં લડવા આવ્યો. ચેદીશ તેણેઠામ
સર ચડાવી અંધીભેદી. કરી તણો સંગ્રામ. નેમજી
જરા સંગે જરા મુકી જ્યાં. હરી આરાધે દેવ
ધર્ણેદ્ર પાસે વામેય યાચે. કહે સુરેંદ્ર તતખેવ. નેમજી
શીવા નંદન ભવભય ભંજન. તુમચો જે લઘુ ભ્રાત
સ્નાત્ર કરી જળ છાંટો ચમુને. એ છે સર્વૈ ગુજવાત. નેજીમ
શીશ નામીહું અર્જ ગુજારૂં. તમને પ્રભુ વારંવાર
પાર્શ્વ મંડળી નમન કરે છે. સહ ગુમાન આવાર. નેમજી

## ૨૩ શ્રી. પાર્શ્વજીન સ્તવત.

## ( ગોપીચંદ લડકા ) એ રાહ.

મુજ પાર્શ્વજીનેશ્વર, શીશ નામું હું પ્રભુ તુંજને.
પાંડુ થકી જ્યાં હતા પીડાતા, દેવ અભયગણધાર (૨)
અણસણ લેવા નિશ્ચય કરિયો, દેવી આવે તેઠારરે. મુજ
સુરી વચનથી શ્રાધની સાથે, શેઠી કુલીની જામ (૨)
દુધ ઝરતી ધેનુ દીઠી, હર્ષ ભયો બહુ તામરે મુજ
વૃત બત્રીસે પ્રગટયા પ્રભુજી સ્નાત્રજલે ગયો કોઢ (૨)
અઠાઇ મોહોત્સવ કરિયો જીનજી શ્રાધ કરે સો હોડરે મુજ
શેઠ સુંમણે આચૈત્ય ભરાવી, કુંથુજીન જબરાજ
પાર્શ્વ મંડળી સાથે વિનવું ગુમાન સહાયે આજરે મુજ

## ૨૪ શ્રી. માહાવીરજીન સ્તવન

પ્રભુ મુજ માહાવીર સ્વામી હો પ્રભુ
કર્મ સદા સેવકનાં સંહારીએ
દીક્ષા લઇ જીન સંચરતા હો દિક્ષા
નંદી રાજા તીહાં ઘણું વલવલે

મુજ અનુજ વીરનું દુઃખ જીરૂ દઇ ચારિત્ર આદર્યું
ખાવુંને પીવું નથીરે ગમતું અરેરે બંધવાશું કર્યું પ્રભુ ૧
માતા પીતાદિ વરસ પહેલાં તુર્યવા દ્વાદશે ગયાં
ચાંદી ઉપર ક્ષાર દાજ્યો જેથી ટળ વળતાં રહ્યાં પ્રભુ ૨
સ્મશાન આ નિકેતન તુલ્ય તુજવિના છે પ્રભુ
સિંહાસન શુળી રજજકારાગા રસમગણું હું વિભુ પ્રભુ ૩
ગોષ્ટી સમ કોની કરૂં હું વીર કોને કહી બોલાવું નાથ
નેત્રમે અંજન દર્શન સુધા કયારે થશે તવ સાથ પ્રભુ ૪
એમ શોકાતુર નંદી નિજઘર ગયો સુરનંદિશ્વર ગયા
પાર્શ્વ મંડળી સાથ વિનવું આજગુમાન હર્ષેવહ્યા પ્રભુ ૫

## જીનેંદ્ર સ્તુતિ.

આવ્યા છેયે પ્રભુ વંદવાને (૩)
લેજો સ્વિકારી અરજી હમારી આવ્યા
મુર્તિ તારી છે અતિ મનોહારી
સૈકોનાં વાંછિત પુરનારી
તેથી હું જાઉં આપને વારી
લેજો સ્વિકારી અરજી હમારી આવ્યા
હું છું પ્રભુજી બાળ અજ્ઞાની
આપ છો ત્રણ જગતના સ્વામી
કૃપા વઃ પાર્શ્વ મંડળી સોહાણી
લેજો ત્રીભોવન અરજી સ્વિકારી આવ્યા

## રાસ ( પુનમ ચાંદની એ રાહ. )

પ્યારા પલ્લવીઆ પાર્શ્વજી અરજ સ્વિકારજોરે
આજે ભેગા મળી સૌ આવ્યા રમવા કાજ

સાથે રમીએ પ્યારા રાસ ઉમંગથીરે
પ્રભુજી છેયે દરિશણના અભિલાષી આપનારે
માટે આવ્યા તુજ મંદિરે સહસુવેશ પ્યારા

સાખી.

વનહસ્તિ તાર્યા પ્રભુ દેવી ગયા નિરધાર
તિમ પ્રભુજીન: તારશે। અમ વિનતી અવધાર
ચૈત્ય કરાવ્યું કરીએ કલીકુંડ સર નામથીરે
તીર્થ પ્રગટયું માહા મનોહર ઉદામ પ્યારા

સાખી

પુન્ય પ્રતાપે પામીએ, કલી કુંડ મહામંત્ર
ભક્તામર સાથે જડયો, મહિમા અતિહમહંત
સાધી સાધી લેને એ। ભવી તું પ્રાણીઆરે
જેથી પામે રિદ્ધિ વૃદ્ધિ મનોહાર. પ્યારા

સાખી

ગુરૂગમ તુમ સાથે લહો દિશા પણ લહો શુદ્ધ
ચંદ્ર બલપણ સ્વચ્છ ગ્રહી તત્વ લહે એમ બુદ્ધ
ચેતી ચેતી લે ચતુર જન ઉમંગથીરે
વંદે પાર્શ્વ મંડળી સહુ ગુમાન. પ્યારા

મુનીરાજ ગુમાન વિજયજી કૃત

૧૯ મલીજીન સ્તવન. (પંથડો નિહાલુરે એ દેશી.)

વાતડી વિલોકુરે મલ્લી જીન તણીરે
કુંભ નરેસરતાય,
પ્રભાવતી રાણી કુખે ઉપન્યારે,
માન સરોવર હંસ. વાતડી. ૧
સચી પતી સવા મલી આવીઆરે

નિજ નિજ સબલ તે મીત્ત
મોહુત્સવ વૃષ્ટિ કરી તે ગયારે
નંદીશ્વર દ્વીપ મોઝાર. વાતડી. ૨
હરખે રાજા માહુામહુ કરેરે
દસ દીવસ જીહાં સીમ
અનુક્રમે યોવન પામીઆરે
જાણે કામ દેવ અવતાર. વાતડી. ૩
પ્રભુ દીક્ષા લઈ શિક્ષા દીએરે
જગત સ્વરૂપ તે જાણ
વસ્તુ સ્વભાવે વસ્તુતા હોવેરે
થાય તેની મીતા દીક સંજોગ વાતડી. ૪
પણ કાલ પરિપાક થયા વિનારે
નહોય સીધી સંજોગ
મોહન તે નિમિતાદીક પામીનેરે
લહે ગુમાન સુખપુર. વાતડી. ૫

# ।। શ્રી નેમીજીન વીનતિ. ।।

## ।। રાગ જંગલો. ।।

મહાવીર તોરા સમવસરણકીરે ।। એ દેશી. ।।

નેમીજીન તોરા સમવસરણ કીરે ।। મે વર્ણવું કયાછબ ન્યારી ।। ગઇ ચક્રી સક શ્રીહારી ।। ઇમ ચીંતવતો મુરારી ।। નેમી જી૦ ।। એ અંચલી. ।। સમવસરણમેં આવેરે ।। નેમી ચરણ ચીતલાવેરે ।। અંત રંગ રંગ ધરી ભાવે ।। રોમ કંચુક તેહ દિખાવે ।। સુંદર જીન સ્તવન બનાવે ।। નેમી જી૦ ।। ૧ ।। સિદ્ધાં જન સમ સ્વામીરે ।। દેહ કાંન્તિ

તુમ પામીરે ॥ ભવિ નેત્ર હોય વિસરામી ॥ કલ્યાણ નિધા
નના કામી ॥ નહી દેખનમેં તસ ખામી ॥ નેમી જી૦ ॥
૨ ॥ જેમ તેમ કરી પાલોરે ॥ પાપ પંક મુજ ટાલોરે ॥
નિજ પદ્દવિ એક દીન આલો ॥ જેમ થાતું સકલ ગુણ વા
લો ॥ લક્ષ્મીથી ન રહું ઠાલો ॥ નેમી જી૦ ॥ ૩ ॥ જગ-
મે જે જે ગમીયારે ॥ અનંત જીવ ઉદ્દવમીયારે ॥ તે પુદ્દગ-
લ જાવે જમીયા ॥ ટાલો નવી જાવે ખમીયા ॥ હમે બહુ
ઇણ વિધ પ્રભુ ભમિયા ॥ નેમી જી૦ ॥ ૪ ॥ લાખ ચોરા-
શીયોનીરે ॥ મુષામે જેમ સોનીરે ॥ મોહ વાદીગર એક
મોની ॥ દુખ તાપ દીયે પ્રભુ જોની ॥ મેરાએ સંકટ ખો-
ની ॥ નેમી જી૦ ॥ ૫ ॥ કર્મ અનલમેં ખમીયોરે ॥ લોહ
ગોલો જેમ ધમીયોરે ॥ મુજ આતમ ગોલો દમીયો ॥ તુમ
વાંણી રસ ઉપસમીયો ॥ હું ચાહું સંયમ રમીયો ॥ નેમી
જી૦ ॥ ૬ ॥ યોવન વય આમેરે ॥ દિયાં દુખ કામેરે ॥ પા-
દ્રિ સમતેહ હરામે ॥ શુણ શેવક તુજ શીર નામે ॥ અબ
કીસ વિધ એહ વિરામે ॥ નેમી જી૦ ॥ ૭ ॥ ભવ સમુદ્રની
માંહીરે ॥ ચરણ થકી અવગાહીરે ॥ તેં અજબ પંથ દિયા
ઠાહી ॥ ભવિ મોક્ષ નગર છે જાંહી ॥ પહોચે સુખથી ઉ-
છાંહી ॥ નેમી જી૦ ॥ ૮ ॥ તિન ભુવન ઠકુરાઇરે ॥ રાજ્ય
રિદ્ધિ તુમે પાઇરે ॥ કારાગાર જ્યું દુખ દાઇ ॥ સંસાર થકીહે
ભાઇ ॥ દો બંદ્દિવાન છોડાઇ ॥ નેમી જી૦ ॥૯॥ હે ત્રિભુવન
રાયારે ॥ જિહાં તુમે ઠાયારે ॥ કોઇ કીસકું હગુને ન પાયા ॥
મેં વિષય આર ત્યાં ખાયા.॥ તુમને કિમ નાહી છુડાયા ॥ નેમી
જી૦॥ ૧૦ ॥ વિષમા યુત્ર જલ તંતુરે ॥ ભવ સમુદ્રથી ગંતુરે
॥ નવિ દેવે મન ગજરંતુ ॥ ઉપદેશ તુમારો સંતુ ॥ જલ

કાં તસમો તુમ નંતુ ॥ નેમી જી૦ ॥ ૧૧ ॥ ગયે તુંમ દોષ અખીલારે ॥ પણ મુઢ કહે જેમીલારે ॥ તે કપુર કું કહે નિલા ॥ તસ કર્મ કાષ્ટમે કીલા ॥ હોવે કીસ વિદ્ધ પ્રભુ ઢીલા ॥ નેમી જી૦ ॥ ૧૨ ॥ સ્મરકુંજર જલ જાતીરે ॥ દુર ધર મહા રાત્રિરે ॥ એ બોધ કમળ ઉત ખાતી ॥ મમ માન સસર વિખ્યાતિ ॥ પુણ્ય હંશ રહીત કરે ધાતી ॥ નેમી જી૦ ॥ ૧૩ ॥ ક્રોધાદિક બહુ ચોરેરે ॥ કલ્યાણ ધનહરી જોરેરે ॥ નર જન્મ પોતથી ધોરે ॥ ભવ અરણવસાં મુજ છોરે ॥ રાખો પ્રભુ શરણે તોરે ॥ નેમી જી૦ ॥ ૧૪ ॥ મોહ મતં ગજ મારેરે ॥ રાગ રોસ દોય ધારેરે ॥ તે દંતુપલથી તારે ॥ તુ સિંહાસન પ્રભુ ધારે ॥ નિજ શેવક કયું ન ઉ-ગારે ॥ નેમી જી૦ ॥ ૧૫ ॥ ગોપદ પરે તે તરીયોરે ॥ સં-સાર રૂપ દુખ દરીઆ રે ॥ તસ મધે હું રડવડીઆ ॥ તેં બાંધવ નાહી ઉધરીયો ॥ તો બંધવતા કીસ વરીયો ॥ નેમી જી૦ ॥ ૧૬ ॥ એક કુલે હું જાયોરે ॥ ફોગટ જન્મ ગમાગોરે ॥ હું ચંપક દલ કહેવાયો ॥ તું પિંછ ફુલ સમ આયો ॥ પણ ત્રિભુવન શિર ધરાયો ॥ નેમી જી૦ ॥ ૧૭ ॥ વીનતિ સુણીને તાર્યોરે ॥ જીન પદવી દાન સ્વીકારયોરે ॥ નિજ બાંધવને ઉગારયો ॥ હંસાને કેમ વિસારયો ॥ મેં સરણ તુમારો ધારયો ॥ નેમી જી૦ ॥ ૧૮ ॥ કૃષ્ન પરે એ કીધીરે ॥ વિનય વીનતિ શીધિરે ॥ દશ ચેકા લીકથી લીધી ॥ તસ ટીકા માંહી પ્રસિધિ ॥ એ હું પણ પાયો રિધિ ॥ નેમી જી૦ ॥ ૧૯ ॥ વીજયાનંદ સુરી રા-યારે ॥ તસ શિષ્યો માંહી સવાયારે ॥ શ્રી લક્ષ્મી વિજય ગુરૂ જાયા ॥ તસ શિષ્યે સ્તવન બનાયા ॥ શ્રી જેસલમેર ગવાયા ॥ નેમી જી૦ ॥ ૨૦ ॥

---

# ॥ અથશ્રી સમવસ્સરણ સ્તવન ॥

## નેમકી જાંન બની ભારી એ દેશી.

પ્રભુ તુંમ સમવસરણ ભારી ॥ દેખનકું આવે બલક સારી ॥ એ આંકણી ॥ ધ્વજા તો ફરક ફરક થાતી ॥ કુમતિકી છાતી ગભરાતી ॥ વાવડી પ્રતીહાર ભાતી ॥ કનક કમલોસેં ઊલસાતી ॥ દુહા ॥ શ્રેણી શોભે શો પાન કી ॥ લાગી લારો લાર ॥ નિ શ્રેણી શીવપુર તણી ॥ મેં માનું દિલ મોઝાર ॥ હર્સ ધરકે અપરંપારી ॥ પ્રભુ ॥ ૧ ॥ તિન ધડ કેરી ઉંચાઇ ॥ પાંચસો ધનુષ તણી પાઇ ॥ ધનુષ ત્રેત્રીસ તસ પહોલાઇ ॥ હાથ એક આઠ અંગુલ આઈ ॥ દુહા ॥ ધનુ'ષ પનરસો અંતરાધડકા કહા પ્રમાણ ॥ બારે દરવાજા રત્નકા ॥ વલી લીયા કમાડ પિછાણ ॥ માનુ યહ સંપદકી બારી. ॥ પ્રભુ ॥ ૨ ॥ ઇંદ્ર નીલ તોરણ લટકાયે ॥ તથા વલી લાલ તોરણ ઠાયે ॥ તું બરૂ પ્રમુખ દેવ આયે ॥ હાથમાં છડીયાંકું લ્યાયે ॥ દુહા. ॥ અલંકાર પહેરી કરી પડીહાર તે થાય ॥ દર દરવાજે શોભતા ॥ તે પેહેરેગીર કહેવાય ॥ સંકટ સબ દુર કરે ટારી ॥ પ્રભુ ॥ ૩ ॥ રત્ન ધડ ભીતર પધરાવે ॥ વેદીકા ઊંચ પણે લાવે ॥ ધનુષ સતાવીસકી ઠાવે ॥ વૃક્ષ અશોક તીહાં વાવે ॥ દુહા. ॥ બતીષ ધનુષ અઠાવીસકા ॥ વૃક્ષ તીહાં શુભ હોય ॥ અન્ય પ્રભુના દેહથી તો ॥ બાર ગુણા લીયા જોય ॥ છબી ક્યા વર્ણુું તસ પ્યારી ॥ પ્રભુ ॥ ૪ ॥ બીરાજે પુર્વ તરફ સ્વામી ॥ સીંહાસણ ઉપર ગુણ ધામી ॥ બ્યંતર તબ શુભ તણા કામી ॥ પ્રભુકી પ્રતિમા અભિરામી ॥ દોહા ॥ તિન દિશિ પધરાય કે માંને હરખ અપાર ॥ પણ કુમતિકી દૃષ્ટિનાં તે આવે

નહી લગાર ।। જુવો કર્મન્કી ગત ન્યારી ।। પ્રભુ ।। ૫ ।। પ્રથમ દુજા ઘડકે અંતર ।। કુણ ઇસાન તણા ભ્યંતર ।। દેવ છંદા કરે તદ નંતર ।। દિસે છે કીતના પાઠાંતર ।। દુહા ।। સમવસરણ બન્યા જાણુકે ।। આવે પરખદા બાર ।। ચાર નિકાય કે દેવી દેવતા ।। સાધુ સાધવી સાર ।। હર્ષ ધરી આવે નર નારી. ।। પ્રભુ ।। ૬ ।। સેના ચતુ રંગ સહીત આવે ।। રાજા ઓર રંક તિહાં ભાવે ।। દસારણ ભદ્ર સજી જાવે ।। ઇંદ્ર બહુ આડંબર લ્યાવે ।। દુહા ।। બતિસ બધ નાટક તણા ।। હોવે અતિ ધમધોર ।। વિણા વાંસરી વાદીત્રો કરે ।। મોર તણી પરે સોર ।। નાથકા ગુણ ગાવે થારી. ।। પ્રભુ ।। ૭ ।। સ્વાન ઓતુ આદીક આતા ।। વૈર નહી આપસમે લ્યાતા. ।। હોય સબ જીવકુ સુખ સાતા ।। વાંણી રસ રંગ રહે રાતા. ।। દુહા ।। મછ બગલાને મરગડા ।। ગોડ સિંહ શીયાળ ।। હાથી ઉંટ ઘોડા ઓર ગાડી ।। ભેક સુક કે બાલ ।। હંસકી લાગર હીલારી. ।। પ્રભુ ।। ૮ ।। ઓગણીસો એકાવન કહે ।। વિક્રમ સંવતકું વરત રહે ।। માઘ સુદી પંચમી પઢિ લહે ।। હ્રદય મેં આનંદ રંગ વહે ।। દુહા ।। એહવા સમવસરણકા સ્થાપન કરે સુખ કામ ।। ગામ ફલોધિ માંહે ગુલેછા ।। ફુલચંદ ધરી હાંમ ।। લોક કહે ધન્ય માતા થારી. ।। પ્રભુ ।।૯।। શ્રેણીક રાજા પરે હર્ષ ધરી ।। સ્વસ્તિક સોના જવલાસેં કરી ।। મંગલ મોતી અનસેં આઠ ભરી ।। હ્રદય તસ નારી અતિહી ઠરી ।। દુહા ।। વિજયાનંદ સુરીશકા ।। શિષ્ય સકલ સણગાર ।। લક્ષ્મીવિજય પંડીત હુવા ।। તસ હંસ કહત હે બાલ ।। જગતિ જીન શાસન જયકારી. ।। પ્રભુ।।

સમાપ્ત.

श्री जैन धर्मोजयति.

# सर्व जैन भाइओने अगत्यनी सुचना.

## देश उन्नति विषे.

माणसनुं कर्तव्य—

શ્રોતા તેમજ વાંચક વૃંદને મારી અલ્પ બુદ્ધ્યાનુસાર વિનતિ પ્રદર્શીત કરવા યાચું છું કે, દરેક માણસે આ સંસારરૂપ સમૃદ્ર સુખરૂપ તરવાને ઈશ્વરદત્ત માનસિક શક્તિ સદમાર્ગે દોરી પોતાનું તેમજ અન્ય જન સમુદાયના હિતનું પોષણ કરવું તેજ આ સંસાર વ્યાપારમાં પોતાનું કર્તવ્ય રહેલું છે. આ કહેવું ભાગ્યે અતિશયોક્તિ ગણાશે.

હવે કર્તવ્યનું રહસ્ય સહેજ સમજાય તેમ નથી તો પણ તેનો એકાદ અંગિભુત વિષય ચર્ચામાં લેવાથી તેના રહસ્યનું કાંઇક ભાન થશે એમ આશા છે.

કેળવણી—માબાપ તરફથી છોકરાંને જે મોટામાં મોટો વારસો મળે છે તે કેળવણી છે. કેળવણી જો સારી પેઠે મળી હોય તો છોકરાં ભવિષ્યમાં સારી રીતે જીંદગી ગુજારી શકે છે. બાળકમાં સૌથી વધારે શક્તિ અનુકરણ કરવાની હોય છે; એટલે તેઓ જેવું જુએ છે તેવું શીખે છે. માબાપનામાં જો સારી કેળવણી હોય તો તેમના સહવાસમાં રહેલાં છોકરાં તેનું અનુકરણ કરે છે; વળી "જેવી સોબત તેવો સ્વભાવ ને જેવી રીતભાત જોવાય તેવું અનુકરણ થાય." આ નિયમ બહુધા સર્વત્ર લાગુ પડેછે. જોકે મુર્ખ માબાપના વિદ્વાન પુત્રો અને કુરના દયાળુ પુત્રોના દાખલા દુનિયાપર મળી આવે છે, તોપણ એટલું તો અક્ષર: ખરૂં છે કે ભણેલાં ગણેલાં માબાપનાં છોકરાં જેવાં ચતુર ને વિ-

નય પરાયણ નિકળે છે તેવાં મુર્ખનાં હોતાં નથી, કેળવણી પ્રસારક માટે મુખ્ય રસ્તો એજ મનાય છે કે સ્ત્રી શિક્ષણ વૃદ્ધિ પામેતોજ આપણો ચાલુ ઉદ્દેશ ફળીત થાય, સબબ નાનપણમાં બાળકને પોતાની માતાનો સંસ્કાર થાય છે.

વિદ્યાનો વિસ્તાર કરવામાં આગળ પડતો ભાગ લેવો તે લક્ષ્મી પુત્ર સદ્‌ગૃહસ્થોનું કર્તવ્ય છે. કેળવણી આપીને વિશ્વ પ્રજાને સુખી કરવી તે સદ્‌ગ્રહસ્થ, રાજા, અને મા બાપનું સમાન હિત ચિંતક કર્તવ્ય છે. આ બાબતમાં ઘણી શોચનિય હકિકત એ છે કે આ દુનિયાની અંદર ઘણે ભાગે ગરીબ ધનરહિત માણસો માલુમ પડે છે, તેવાઓને પોતાના ઉદર પોષણને માટે પણ સંકડામણ વેઠવી પડેછે, જેથી કરીને બાળક પાંચ સાત વર્ષનું થાય કે, જો પહોંચી શકાય તો બે ત્રણ વર્ષ સુખ દુઃખે કેળવણી લેવા સ્કુલમાં બેસાડેછે નહિતર પોતાની ઉમરના પ્રમાણમાં જે સાહિત્યે બે પૈસા મેળવી શકે તેવા ઉધમમાં હડસેલી મેલે છે.

આવા ઉપકતને માટે આપણે તેમને શીરીતે દોષિત ઠેરવી શકીએ? પૈસાના અભાવેજ એમ થાયછે, તો આવા પ્રકારમાં દરેક રાજ્યની સ્થાયી સરકારે પ્રજાવર્ગનેકેળવણી આપવા કેળવણીખાતું કાઢ્યું છે. તેને માટે વીન પ્રતિરોધે તે રૂડી સરકારના ગુણ પોકારીએ છીએ, તોપણ ઉપર કહ્યું તેવા ગરીબ લોકના સંબંધમાં પરમાર્થી સદ્‌ગૃહસ્થોને પોતાની ઉદાર વૃત્તિ આગળ પાડવાની ખાસ જરૂર છે. એ ટલેકે પોતાની શક્તિ પ્રમાણે યથાયોગ્ય શિષ્ય વૃત્તિઓ (SCHOLARSHIPS) નિરાશ્રીત વિદ્યા ઉમેદવારોને કૃપા દાન તરીકે અપાય તો આપણી ધારેલ મતલબ જે દેશોન્નતિ કરવાની છે તે ફળીભુત થાય.

હાલના જમાનાના કેટલાક લોકો, તેમાં વિશેષે પૈસાદાર માણસો એમજ ધારણા રાખેછે કે ઘણું ભણાવવાથી શો લાભ છે ? આપણે કયાં નોકરીઓ લખાવવી છે? સહેજસાજ વાંચતાં, લખતાં, ને લેખાં વ્યાજ આવડશે એટલે થયું; આપણો બાપીકો ધંધો ઉપાડી લેશે તો બીનતસ્દી એ જન્મારો નીભાવી શકશે.

શાહેબો ? આવે વખતે આવા (દુર દર્શી) માણસોના પ્રશ્નના જવાબમાં આપણે એટલુંજ જોવાનું છે કે આપણી શ્રાવક કોમ એમ સમજેછે કે ભણવું તે ફકત નોકરીને માટેજ છે. પરંતુ આ તેમનું ધારવું ઘણું ભુલ ભરેલું ગણાય. ભણવું તે ફકત નોકરીને માટે નથી પરંતુ લાંબા અધ્યયનથી ઊંચું જ્ઞાન મળે છે. અને તેથી કરીને દુનિયાનું આપેક્ષ્ય અનુભવી જ્ઞાન મળેછે કે શા ઉપાયથી થોડી તસ્દીએ મોટું ફળ મેળવી શકીશું ? કયો દેશ શાકારણથી આબાદાનીમાં છે? પ્રતિ શા માટે દુર્બળ સ્થિતિમાં છે, શું કરવાથી સુધરશે ? કયાં કઇ અમુલ્ય ચીજો ઉપયોગ વિના નકામી પડી છે ? શા ઉપયોગમાં લેવી ? વગેરે બાબતોનું જ્ઞાન ઊંચા શિક્ષણથીજ પ્રાપ્ત થાયછે. એકંદરે વિદ્યા એ અદ્ભુત શક્તિનો પુરાવો છે, કહ્યું છે કે—

कामधेनु ? णाविद्या, अकाले फल दायिनी;
प्रवासे मातृ सद, शी विद्या गुप्तं धनंस्मृतंम.

અર્થ—વિદ્યાના ગુણ કામધેનુ ગાયના માફક છે, વિદ્યા અકસ્માત ફળ આપેછે, મુસાફરીમાં વિદ્યા મા પ્રમાણે પોષણ કરે છે માટે વિદ્યા એ છાનું ધન છે. ટુકામાં એટલું તો ખરૂં કે વિદ્યા નહિ મેળવેલા માણસ કરતાં વિદ્યા મે

કહેલ માણસ પોતાનો સંસારી ભવ ઉંચ સ્થિતિભાવથી નિર્ગમ કરે છે.

કદી ધારશો કે “પૈસાદાર માણસ સુખરૂપેજ અવતાર પુરો કરે છે.” આ સંબંધી મારૂં એટલુંજ કહેવું છે કે સંસારી ભવ એશઆરામમાં પુરો કરવો એટલે કંઇ પોતાના આત્મ-જન્મનું સાર્થક થયું સમજવાનું નથી. પોતાના જન્મના સાર્થક સાથે પરમાર્થના બોજાની ધુસરી જે માણસે ધારણ કરી નથી તેનું વૈભવ-સુખ વ્યર્થ છે.

વળી સંસારી ભવ બીન આપત્તિએ એશઆરામમાં પુરો કર્યો તેથી કરીને કાંઇ પાર ગયો એમ સમજવાનું નથી. ધર્મ પરાયણ-સદનિતિ વિવેકા રૂઢ દયા સિવાય જીવિત વ્યર્થ ગયું સમજવું.

આ ઉપરથી આપણો જે મુળ કહેવાનો ઉદ્દેશ છે તેનો એક સિદ્ધાંત હાથ લાગે છે કે, જીવિતાવસ્થામાં માણસનું શું કર્તવ્ય છે? તે જાણવાને માટે ઉંચા અધ્યયનની જરૂર છે. માટે દરેક ભાઈ આ ઉપરથી માન્ય કરશે કે પોતાના જીવિત સાર્થકને માટે આત્મ વિદ્યાને પર પ્રત્યેની વિદ્યાને ઉત્તેજન આપવું આવશ્યક છે દુનિયા ઉપર ઘણાએક એવા પરોપકારી નર થઇ ગયા છે.

ધર્મની લાગણી—

પ્રીય જૈની વાંચક વ્રંદ તથા શ્રોતા જનો હવે એટલું જણાવવામાં આવે છે કે હાલમાં ધર્મ ઉપર થોડાજ માણસોની લાગણી માલુમ પડે છે. ઉપર કહેલ કેળવણીના ઉત્તેજન સાથે દરેક માણસે પોતે તથા પોતાનાં છોકરાંને થોડો વખત ધર્મની બાબતમાં રોકવો જોઇએજ અને જો પોતાની ઉમર પહોંચી ગઇ હોય તોપણ બનતિ કોશીષે

તેઓએ [illegible] રહેવું અને તેમના છોકરાંને તે [illegible] તેમાં પ્રવર્તાવવા જોઇએ કારણ નાનપણમાં મોટપણ કરતાં બુદ્ધી વધારે ચંચળ હોય છે. આ વાત મને ખાસ કરીને ભાર રૂપ થઇ પડે છે કારણ કે, હાલમાં કેટલાક માણસો તેમનાં છોકરાંને દુ:માર્ગે દોરી જઇ તેમની સ્થિતિ ખરાબ કરે છે. અને જ્યારે ધર્મ વિષે કંઈ પણ કહેવામાં આવે ત્યારે તેઓ આંખો આડા કાન કરે છે. કેટલાક શ્રાવક વર્ગના માણસોના મોઢામાંથી એમ નિકળેલું છે કે, ધર્મનું ભણવાથી શો ફાયદો છે પણ તે મુઢ મતીઓ એમ સમજે છે કે હાલ સુખી છે એટલે છેવટે પણ સુખીજ રહેવાના, પણ તે વાત તદન ખોટી છે. અને અંત વખતે તથા ભ-વિષ્યમાં ધર્મ સિવાય બીજું કંઈ સહાય થનાર નથી એવું ઘણાક દાખલાથી તેમજ શાસ્ત્રાધારે નક્કી છે. માટે આ-ટલા ઉપરથી મારા પ્રિય જૈન બંધુઓ ધર્મની બાબતમાં પણ પાછી પાની નહીં કરતાં તન મન અને ધનથી વળગી રહેશો અને તેવીજ રીતે તમારા છોકરાંઓને વર્તાવશો એવી પુર્ણ આશા છે. આટલું કહી હું અલ્પ બુદ્ધિથી મારૂં કહેલું ભાષણ પુરૂં કરૂં છું કારણ કે વધારે કહેવાથી લંબાણ થઇ જાય. અને ચોપડીની કીંમત થોડીજ રાખ-વામાં આવી છે. આ ભાષણમાં થયેલ ભુલના માટે વાં-ચક વૃંદ તથા શ્રોતા જનોએ સેવકને માફી આપી કૃતાર્થ કરવો. જોઇએ.

લી.

આપનો શુભેચ્છક

શાહ. ત્રીભોવન રતનચંદ.

# અગાઉથી આશ્રય આપનાર સદગ્રહસ્થોનાં નામ.

| નકલ. | નામ. |
|---|---|
| | પાલણપુર. |
| ૧૧. | રા. રા. જીવરાજ માણેકચંદ |
| ૫ | શ્રી દર્શન પ્રકાશક મંડળી હા. શોભાગચંદ ખુબચંદ |
| ૫ | રા. રા. મંગળજીભાઈ ઈશ્વરભાઈ |
| ૫ | રા. રા. સોભાગ્યચંદભાઈ વેલજી |
| ૫ | રા રા અમુલખભાઈ ખુબચંદ |
| ૫ | શેઠ હેમચંદ રતનજી |
| ૫ | મેતા બાહાલુ ઝુમચંદ |
| ૫ | મેતા ફોજરાજ ઇશ્વર |
| ૪ | મેતા ભીખા ઉમરચંદ |
| ૩ | પારી નગીનદાસ લલ્લુભાઈ |
| ૩ | પારી રવચંદ ઉજમચંદ |
| ૩ | વકીલ હાથી માણેકચંદ |
| ૨ | પારી તલકચંદ રામચંદ |
| ૨ | મેતા જોઇતા ભાઇચંદ |
| ૨ | પારી માસુખલાલ પાનાચંદ |
| ૨ | કોઠારી મગન ઝુમખરામ |
| ૨ | શા. ગોદડ ઉજમ. |
| ૨ | કોઠારી. મણીલાલ ધરમચંદ |
| ૨ | પારી. અમુલખ તલખચંદ |
| ૨ | સંગવી રૂપચંદ ડુંગરસી. |
| ૨ | મેતા વાહાલુભાઈ લવજી |
| ૧ | પારી. ઊજમ વર્ધમાન |
| ૧ | મેતા. મંછા રતનચંદ |
| ૧ | મેતા. જસકરણ જીવરાજ |
| ૧ | પારી. હેમરાજ ટોકરસી. |

| નકલ. | નામ. |
|---|---|
| ૧ | સરીઆ. જીવા જેઠા |
| ૧ | પાર. ગોદડ છગન |
| ૧ | મેતા. સુરજમલ સવચંદ |
| ૧ | વકીલ. કકલ ઇશ્વર |
| ૧ | વકીલ. મગન વજેસિં |
| ૧ | મેતા. ફતેચંદ વજેસિં |
| ૧ | પારી. પરસોતમ હેમચંદ |
| ૧ | દોસી. સાંકળચંદ દલછાચંદ |
| ૧ | કોઠારી વધુ નાથુ |
| ૧ | સા. ડુંગરસી રૂપચંદ |
| ૧ | દલાલ હાલા જેઠાચંદ |
| ૧ | સા. ગોદડ લવજી |
| ૧ | મેતા. ચેલા નાથુ |
| ૧ | પારી. ખુસાલ સુરચંદ |
| ૧ | સા. હકમચંદ અમીચંદ |
| ૧ | સા. કકલ દલીચંદ |
| ૧ | મેતા મંગળજી ડુંગર |
| ૧ | સા. ગગલ પરાગજી |
| ૧ | વરીઆળ. ચેલા અમુલખ |
| ૧ | સા, પરસોતમ સાંમજી |
| ૧ | સા. ભવાંન છગન |
| ૧ | મેતા હેમરાજ ઉજમ |
| ૧ | દેસાઇ પીતાંબર સુરચંદ |
| ૧ | દાણી રીખવચંદ ભાઇચંદ |
| ૧ | કોઠારી. પાનાચંદ માણેકચંદ |
| ૧ | સા. ચેલા અમુલખ. |
| ૧ | સા. પુનમચંદ જેચંદ |

| નકલ. | નામ. |
|---|---|
| ૧ | સા. લવજી મોતીચંદ |
| ૧ | પારી. પ્રેમચંદ પુનમચંદ |
| ૧ | વરીઆળ રવચંદ ચંદા |
| ૧ | સા. લક્ષ્મીચંદ અમુલખ |
| ૧ | સા. લલ્લુ મુળચંદ |
| ૧ | મેતા માણેકચંદ ચેલજી |
| ૧ | મેતા અમુલખ ગલજી |
| ૧ | સા. ઝુમચંદ તળસી |
| ૧ | મેતા વેલચંદ દલછા |
| ૧ | સા. મોહનલાલ ધરમચંદ |
| ૧ | ભણસાળી મલુકચંદ સાંકરચંદ |
| ૧ | મોદી લલ્લુ રૂપચંદ. |
| | ડી. બાઈ જમના |
| ૧ | પારી. હેમતલાલ નાગર |
| ૧ | સા કસ્તુર બાદરમલ |
| ૧ | ગાંધી મોતી ખેતસી |
| ૧ | દલાલ કચરા છગન |
| ૧ | સા. કચરા ઉમા |
| ૧ | પારી. મણીલાલ પ્રેમચંદ |
| ૧ | સા. ભભુતરાંમ પરસોતમ |
| ૧ | ગાંધી વેણીચંદ ઓખા |
| ૧ | પારી. ચંદુલાલ તલકચંદ |
| ૧ | મેતા લલ્લુ ગમાંન |
| ૧ | ઝવેરી મોહનલાલ પ્રેમચંદ |
| ૧ | સા ભુખણ હેમચંદ જૈન શાળાના માસ્તર |
| ૧ | ગાંધી કકલ ઉજમ |
| ૧ | પારી. લક્ષ્મીચંદ પાંનાચંદ |
| ૧ | પારી. મોતીલાલ પાંનાચંદ |

| નકલ. | નામ. |
|---|---|
| ૧ | પારી. લેહેરચંદ લલ્લુ |
| ૧ | સા. હીરાલાલ મગન |
| ૧ | ભણસાળી વેલચંદ ઉજમ |
| ૧ | સા. અમુલખ કચરા |
| ૧ | મેતા. કકલ સાંકરા |
| ૧ | મેતા ચુનીલાલ તલકચંદ |
| ૧ | સા. મણીલાલ રતનચંદ |
| ૧ | સા. ચુનીલાલ કકલ |
| ૧ | સા. મોહનલાલ મગન |
| ૧ | મેતા. અમૃતલાલ તળસી |
| ૧ | સા. ફોજાલાલ ત્રીભોવન |
| ૧ | સા. કાલીદાસ નાનચંદ |
| ૧ | સા. કાળીદાસ જીવચંદ |
| ૧ | સા. રીખવચંદ સાકરા |
| ૧ | મેતા. રતના જેઠા |
| ૧ | મેતા. ફોજરાજ નીહાલચંદ |
| ૧ | સા. ગીરધરલાલ ધરમચંદ |
| ૧ | મેતા. કચરા ચેલજી |
| ૧ | સા. લક્ષ્મીચંદ રવચંદ |
| ૧ | સા કાળીદાસ કચરા |
| ૧ | ગાંધી વાડીલાલ વહાલજી |
| ૧ | સા વાડીલાલ અમુલખ |
| ૧ | સા વાડીલાલ ગુલાબચંદ |
| ૧ | સા વાડીલાલ ગમાંન |
| ૧ | સા મગન મુળચંદ |
| ૧ | મેતા વાડીલાલ ગંભીરમલ |
| ૧ | મેતા ચીમનલાલ નીહાલચંદ |
| ૧ | મેતા ત્રીકમલાલ મગનલાલ |
| ૧ | કોઠારી મણીલાલ રીખવચંદ |

૧ મોદી ચુનીલાલ રામચંદ
૧ સા સુરજમલ નીહાલચંદ
૧ સા ફકલ ઉત્તમ
૧ સા ભીખા ચુનીલાલ
૧ સા અમુલખ લલ્લુ
૧ સા ડોસજી નાથા
૧ બાઇ મેનાની મારફત
સા ચુનીલાલ ભાઇચંદ
૧ સા ચુનીલાલ ભાઇચંદ
૧ સા જીવરાજ તલકચંદ
૧ ગાંધી વેલચંદ વીરચંદ
૧ મેતા હીરાલાલ પુનમચંદ
૧ સા ચંદુલાલ નગીનદાસ
૧ સા મનસુખલાલ નીહાલચંદ
૧ ગાંધી મણીલાલ લલ્લુ
૧ સા મંગળજી તળસી
૧ મેતા પીતાંબર દલછા
૧ દેસાઇ ઇશ્વર ભેમચંદ
૧ સેતક અમીચંદ કાળીદાસ
૧ માળી લલ્લુ દયારામ
૧ ભાવસાર કાળીદાસ કેવળ
ગુજરાતી પુઠાબંધ
૧ ગાંધી સાલુભાઇ મલુકચંદ

**પાટણ.**

૧ સા કેશરીમલ અનોપચંદ

**કુચાવાડું**

૨ સા પીથા રતનજી

**ચાણસોલ**

૧ સા મોતીલાલ લીલાચંદ

**સાલવણ**

૧ સા ભેમચંદ ઇશ્વર
૧ સા રવચંદ ફુલચંદ

**ભુતેડી**

૧ મોદી રામચંદ ઉગરચં

**સાસમ.**

૧ દેસાઇ ઇશ્વર હકમચંદ

**ચિત્રાસણી.**

૧ સા મગન હરીચંદ

**ચંડીસર.**

૧ વાણુ ડોસજી પરસોતમ.

**વેડંચા.**

૧ સા ગોદડ હકમચંદ

**સાગરાંસણા.**

૧ સા ચુનીલાલ ગુલાબચંદ
૧ સા ડોસજી ગુલાબચંદ

**લવાણાં**

૧ ભણુસાળી રામચંદ ખેતસી
૧ ભણુસાળી છગન પેથા

**જસલેણી**

૧ ગાંધી વધુ ભીખા
૧ ગાંધી પરશોતમ વીરચંદ મેતા
૧ સા ચુનીલાલ ઇશ્વર
૨ સા છબા ગોદડ
૧ મેતા મુલચંદ સુરચંદ

**ચાંગા.**

૧ સા કચરા રવચંદ
૧ વાંણુ. તલકચંદ પરસોતમ

**મડાણાં**

૧ વાણુ. ડોસજી જવા
૧ વાંણુ. દલભા પરસોતમ